## મંગળ પુષ્પાંજલિ.

ગુજરાતી કૉપીરાઈટ

### ગુર્જર સાહિત્યા વિલાસી, સુજ્ઞ બંધુઓ !

અર્વાચિન સમયમાં ઇંગ્રેજી, મરાઠી, બંગાળી વગેરે ઉત્કૃષ્ટ ભાષાઓમાં આનામાળાઓ (પેની સીરીઝ) નિયમિત રીતે પ્રસિદ્ધ થવા માંડી છે, અને તેનાં અનુકરણાર્થે આપણી ગુર્જર ભાષામાં પણ આવી બેત્રણ માળાઓ, સાહિત્ય પ્રેમી ગુર્જર બંધુઓને દિવ્ય પુષ્પાંજલિ અર્પતિ, તેમનાં હસ્તકમળ, તથા હૃદય કમળમાં રમણ કરી રહી છે. પરંતુ ગુર્જર જનસમાજનો સાહિત્યપ્રત્તિ નિ:સીમ પ્રેમ જોતાં, માત્ર બેત્રણ માળાઓથીજ બસ નથી ! સાહિત્યરૂપી સુવાસિત્ કલિકાનો વિકાસ કરવા–સ્વદેશ, સ્વધર્મ, કે સ્વકાર્યનો ઉદય કરવા, બાહોશ કાર્યવાહકો જનસમાજનાં લાભાર્થે અનેક કાર્યોની યોજના કરે છે, તેમાં અમારૂં "શ્રી વિદ્યાવિહાર કાર્યાલય" પણ યથાશકિત મદદ કરવા અને "ચંદ્રહાર" નામે પેની સીરીઝ પ્રગટ કરવા ભાગ્યવંત થયું છે. ઇશ્વરેચ્છા હશે તો સાહિત્ય પ્રેમી ગુર્જરો અમારાં નજીવાં સાહસરૂપી "ચંદ્રહારનાં પ્રથમ કિરણ"ને પ્રફુલ્લ વદને નિહાળી, હર્ષાનંદથી વધાવી લેશેજ !

કેટલાક અણધાર્યા પ્રસંગોને લીધે, સીરીઝનું પ્રથમ કિરણ નીકળતાં કાળ વિક્ષેપ થયો છે, વળી ગ્રંથનાં અંતરબાહ્ય સૌંદર્યમાં વધારવા

પ્રમાણે ચિત્રો મૂકી શકાયાં નથી. ઉતાવળથી કેટલાંક ચિત્રો રહી ગયાં છે, તથા વાંચનમાં ક્વચિત્ ક્વચિત્ ભુલો [Mistake] રહીગઇ છે. જે અમારા પ્રિય વાંચકો સુધારીને વાંચી લઇ, આ રંક સેવક પ્રતિ ક્ષમા દ્રષ્ટિ કરશે ! એવી આશા રાખું છું.

ઇશ્વરકૃપાએ અમારી સીરીઝનાં ગ્રાહકો જેમજેમ વધતાં જશે, તેમતેમ સીરીઝનાં દરેક કીર્ણોએક બીજાંથી આકર્ષક બનશે. આશા છે, કે અમારાં સુજ્ઞ બંધુઓ, અમારા રાંકડા પ્રયત્નને ઉત્તેજીત બનાવવા, તથા જાહેરમાં લાલવા તનમનનો યાહોમ કરી, યોગ્ય શ્રમ લેશેજ! હવે પછીનું દ્વિતિય કિરણ સુંદર ચિત્રોથી તથા આકર્ષક વાર્તાઓથી સુંદર બની વાંચકોનાં હ્રદયક્ષેત્રમાં અમૃત વૃષ્ટિ કરશેજ ! એ નિસંશય છે.

લેખકો તથા ગ્રાહકો વધારનાર સજ્જનો માટે, એક "ઇનામી યોજના" ઇશ્વરકૃપાએ થોડાજ સમયમાં ચાલુ થશે. અમારા સુજ્ઞ વાંચકો જરૂર આ યોજનાનો લાભ લેશેજ એમ આશા સાથે વિરમયે છીએ.

**शान्ति ! शान्ति ! ! शान्ति ! ! !**

લી० "આપનો કૃપાકાંક્ષી"

**પ્રયોજક.**





ચન્દ્રને અર્પણ થયેલો હાર.




પ્રથમ] [પુષ્પ




## ભારત ભૂમાતૃની સ્તુતિ.

લખનાર:—રા. રા. ઠાકોરદાસ જી. પંડયા.

દેવી....ભારતે....શ્વરી;
તવકૃપાંમૃત....પાન....કરી;....પ્રેમ....ભરી;
" અર્પું....પુષ્પમાળ....,,
ઇશ્વરી !....ઇશ્વરી ! !....ઈશ્વરી ! !
બાલુડાં....તુજ....સોડ લઇ;
પાળક..થા..પ્રેમ..કરી; હૃદય ઠરી....માતુ..શ્રી—દેવી..(૧)
શૌર્ય-પ્રેમ....ઉપદેશ....કરજે
જોઇ, બાળ દીલમાં....ઠરજે
(વળી) વીરનર. રૂપી શણગાર પહેરી
હૈડે હરખજે;....ઇશ્વરી, રહમ કરી...માતુ..શ્રી—દેવી..(૨)

ૐ





# પ્રણય સ્વપ્ન.



લેખકઃ—બાળકવિ-જામનગર.

અતિ શ્રાંત મનને શાંત કરવા, ગૃહ તરફ પ્રેમે ફર્યો,
સંધ્યા સમય થાવા થકી, ઉદ્યોગને મેં પરહર્યો;
ગૃહ-દ્વારમાં દીઠી ન કાંતા માર્ગ મ્હારો નિરખતી,
'વ્હાલા પધાર્યા ધન્ય', વદિ જે નિત્ય મનમાં હરખતી-૧

મૃદુસ્મિત કરી લાજી અને, ગૃહમાં જવા જ્યાં લાગતી,
આગળ વધી અટકાવતો હું, પ્રેમ-જ્યોતિ જાગતી;
શરમાઇને વળિ નયન શરથી, કરતી વિહ્વલ જેમને,
પકડેલ કર છોડાવવા, મથતી પ્રણય-ચિંતિત મને-૨

અર્ધાંગના દીઠી ન દ્વારે, ભ્રમિત તેથી હું થયો,
સંકલિત દૃષ્ટી-સૌખ્યનો, આનંદ મારો ઉડિ ગયો;
'આજે ન આગળ કેમ આવી?' પ્રશ્ન એ મનમાં થયો,
'ઉદ્યાનમાં ગઇ હોય,' ધારી શોધવા હું ત્યાં ગયો-૩

લઇ પુષ્પ-માળા ગુંથતી, બેઠી દિઠી મે દૂરથી,
ગાતી હતી મુખ ગીત રૂડૂં, નવલ મીઠા સૂરથી;
પુષ્પો મહીનો મધુર રસ, પીવા મથે ભૃંગો અતી,
નિરખી છબી એ પ્રેમની, કુંઠિત થઇ મ્હારી મતી-૪

બની પ્રેમ-પાગલ પાછળેથી, નયન દાબ્યાં મેં જઇ,
ચમકી વિજળિસમ પ્રથમ પછિ મુંજ, ઓળખી ભ્રાંતી ગઇ;
'વ્હાલા! ગમે તમ પુષ્પ કયું? જાઇ જુઇ કે માલતી,
ગુલાબ ચંપો કે ચમેલી' એમ પૂછ્યું વ્હાલથી-૫

પૂછ્યું પ્રિયાને મેં પ્રિતે, 'વ્હાલી કયું તુજને ગમે?'
'ગુલાબ' વદિ સ્મિતવદન કરિ પ્રણયોર્મિથી મુજને નમે;
કાંતાનું મસ્તક ઉંચકિ, નયનો મિલાવ્યાં ચાર મેં,
'ગુલાબ, વ્હાલી તુંજ!' કહિ ચિબુકે અડયો હું એ સમે-૬

કરપાશથી કરિ બદ્ધ, ચુંબન પ્રેમથી લેવા ગયો,
અતિ લાજીને મુખ-ચંદ્ર ત્યાં આરકત વ્હાલીનો થયો;
વદિ વિનયથી 'વ્હાલા શું આ?' જયાં આંખ મુજ ઉઘડી ગઇ,
જાણ્યું અરે છે સ્વપ્ન સઘળું, 'બાલ' સત્ય ન આ કંઇ-૭






**ચંદ્રહાર માટે ખાસ લખનાર—રા૦ રા૦ વસન્ત.**

રમેશ્ચંદ્ર આ વખતે કાયદાની પરીક્ષામાં જરૂર પાસ થશે, તેનો કોઇને કશોએ સંદેહ નથી. વિશ્વવિદ્યાલયની મયુર-વાહિની સરસ્વતિ દેવીએ પણ પોતાનાં ચરણ કમલનું સુવર્ણ-નુપૂર ઉતારીને, રમેશને હેનો કનકચંદ્ર મેડલ ( Medal ) બનાવી આપ્યો હતો. ઉંચામાં ઉંચી સ્કોલરશિપ ઉપરનું તેનું નિશાન હંમેશની પેઠે આ વર્ષે પણ ખાલી ગયું નહોતું.

પરીક્ષા પૂરી થયા પછી આજે હેના હૃદયમાં ઘેર જવાના વિચારો ઘોળાય છે, પણ હજુ સુધી માનના ઘોડાને સજ્જ કરવાનો કશો પણ ઉત્સાહ દેખાતો નથી. પિતાએ જલ્દી ઘેર આવવાનો આગ્રહ પત્ર લખ્યો છે. રમેશે ઉત્તરમાં જણાવ્યું છે, કે પરીક્ષાનું પરિણામ બહાર પડયા પછી હું તરતજ ઘેર આવીશ.

ચંદ્રશંકરભાઇનો પુત્ર યોગીન્દ્ર તેનો કોલેજમાં સહાધ્યાયી હતો. તેનું ઘર પાસેજ હતું. ચંદ્રશંકરભાઇ ધાર્મિક સિદ્ધાંતમાં પ્રાર્થના સમાજી હતા. એટલે વિશાળતા, ઊદારતા, અને પ્રકાશ એ હેમનાં સ્વાભાવિક લક્ષ્ય હોયજ. હેમની એકની એક પુત્રી હેમલતા પણ આ વર્ષે વિશ્વવિદ્યાલયની પ્રવેશક પરિક્ષામાં બેઠી હતી.

ચંદ્રશંકરભાઇને ત્યાં રમેશ હંમેશા ચ્હા પીવાને જતો, અને ચ્હા ન પીએ તો પણ ત્યાં તેનો એક આંટો તો અચૂક થતોજ. હેમલતા નિત્ય પ્રાતઃસ્નાન કર્યા પછી, વિખરાયેલી વેણીના સ્નિગ્ધ ભીના કેશરાશિને સૂકવતી, અગાશીમાં આંટા મારતી, અને અભ્યાસના પુસ્તકો વાંચતી હતી.

રમેશ હંમેશાં એજ વખતે સ્હામેના ઘરની નિર્જન અટ્ટાલિકામાં આવેલા ગોખની એક બાજુએ પોતાના પાનાં-પુસ્તક લઇને બેસતો વિદ્યાર્થીના પઠન અને એકાન્ત અધ્યયનને માટે આવું સ્થાન અનુકુળ ગણાય; પરંતુ સંયોગો તપાસતાં જણાય છે, કે એ એકાન્ત અધ્યયનમાં વ્યાઘાત પણ યથેષ્ટ થતો.

છતાંએ આજ સુધી એમજ ચાલ્યું હતું; પણ બંન્નેમાંથી કોઇ પક્ષે વિવાહની વાત સરખી પણ ઉચ્ચારી નહોતી. ચંદ્રશંકરભાઇની દિશામાંથી કંઇપણ ન થાય, તેનું એક કારણ હતું, કે તેમનો એક પુત્ર બેરીસ્ટર થવાને વિલાયત ગયો છે. પિતાના અંતઃકરણનો અધિકાંશ, એ પુત્રના લક્ષ્ય અને વિયોગના અધિકારમાં છે.

એક દિવસ ચ્હા-પાનને પ્રસંગે, આ સ્નેહી વર્ગમાં મોટી તર્કજાલ ઉત્પન્ન થઇ, રજનીકાન્ત બિચારો કંઇ તર્કસાગરને તરીને પાર ઉતરે એટલો કુશાગ્ર નહોતો, તો પણ ચ્હા-પાન આદિની તૃષા બીજા પ્રખર બુદ્ધિવાળા છોકરાઓ કરતાં ત્હેની કાંઈ કમ ન્હોતી. એથી હેમલતાના ટી-ટેબલની આસપાસ ભમતા ભ્રમરોમાં વચ્ચે વચ્ચે ત્હેનો પણ ગુંજારવ સંભળાતો. તર્કસાગરમાં તેણે પોતાની વિચાર નૌકા ઝુકાવી, તર્કજાળની દોરીયોમાં આંગળીઓ પરોવીને

જણાવ્યું હતુ, કે પુરૂષની પ્રખર-બુદ્ધિ ખડગ જેવી તીવ્ર છે. ધારને સરાણ ઉપર ન ચ્હાડાવે, તો પણ તે અનેક કામો કરી શકે છે પણ છોકરીઓની બુદ્ધિ કલમ કાપવાની છરી જેવી બુઠ્ઠી હોય છે. ગમે તેટલી ધાર ચડાવો તો પણ તેનાથી કાંઇ વાઘ-બાઘ મરે નહિ. હેમલતા તર્ક વિશારદ (!) રજનીકાંન્તની મુગે મોદે જોઇ રહેતી એ વાક્યોની ઉપેક્ષા પણ મુંગે મોઢેજ કરતી. પરંતુ વધારે દુઃખની વાત હતી, કે સ્ત્રી બુદ્ધિની કિમ્મત એક વખતે તેનો ભાઇ યોગેન્દ્ર પણ શાસ્ત્રની પક્ષપાતી યુકિતઓ લડાવી ઉતારી નાંખતો. કેવી વિપત્તિ! યુવતિના મૂખચંદ્ર ઉપર ચળકતા કમળ નેત્રો સજળ થતાં, તેમને કોણ લૂછે? અણજાણી યાતનાને આશ્વાસન કોણ આપે?

પરંતુ ત્યારે કોનો ભાર હતો, કે શારદાના ઉગ્ર પુત્ર રમેશને રોકી શકે? એક તરફથી સ્ત્રી નીંદાના શર છુટતાં, કે તરત તેનું હૃદય વીંધાઇ જતું. તે એકાએક ઊત્તેજીત થતો. તેના વાગ્દેવતાનું કવચ પહેરી સ્ત્રી જાતિનાં સંરક્ષણ માટે તૈયાર થતો.

આવી રીતે રમેશ જ્યારે નારી ભકિતના ઉદ્‌ગારોથી વિરૂદ્ધ પક્ષને પાછા પાડતો, પોતાના હૃદયને તર્ક તરંગોમાં તરાવતો હતો. ત્યારે ખરૂં જોતાં તેને આસપાસની વસ્તુ-સ્થિતિનું પણ લક્ષ રહેતું નહિ. આજે એ તર્કજાલમાં રમેશનું મન મુંઝાઇ જતાં, તે હમેશના નિયમ કરતાં, બે ત્રણ ગણી ચ્હા ચ્હાડાવી ગયો તે વખતે પટાવાળાએ આવીને, એક નાની સરખી કાગળની કાપલી મુકી. નોટપેપરની વાળેલી ચિઠ્ઠી ઉપરજ, ત્હેના પિતાના હસ્તાક્ષરથી, ત્હેનું નામ ઠામ લખેલુ હતું ચિઠ્ઠી ખોલીને વાંચવા લાગ્યો. તર્ક-તરંગ જાળમાં અણધા-

ર્યો આઘાત્ થયો. રમેશ પિતાનો પત્ર જેટલી આતુરતાથી વાંચવા લાગ્યો હતો. ત્હેની એ આતુરતા પત્ર વાંચ્યા પછી બહુજ વધી પડી મનની અસ્તવ્યસ્ત અવસ્થામાં રમેશ એકાએક ખુરશી ઉપરથી ઉભો થયો. આ જોઇ બાજુની ખુરશી ઉપરથી યોગીન્દ્ર બોલી ઉઠયો.

" શું છે, રમેશ ? કેવા સમાચાર ? "

" કંઇ નહિ " રમેશે ઉતાવળમાં ઉત્તર આપ્યો. " એ તો પિતાજીની દેશમાંથી અહીં પધરામણી થઇ છે. "

" મ્હોટાભાઇ " હેમલતા વચમાંજ બોલીઉઠીઃ-ત્યારે રમેશના પિતાજીને અહીંજ બોલાવી લાવોને, ચ્હા-પાન અહીં તૈયારજ છે. ત્યાંની પંચાત ટળે "

" ના, ના, " રમેશ ઉતાવળથી બોલી ઉઠયો. આજ તો રહેવાજ દો, વળી બીજી કોઈ વાર જોઇ લઇશું. વારૂ. યોગીન્દ્ર ત્યારે હું જાઉં છું હં " રમેશને રજા લેતો જોઇ " એ તો ભાઈ," રમેશને રજા લેતો જોઇ રજની કાંન્તજી મનમાંને મનમાં મલકાતા બોલ્યા " રમેશભાઇ જેવા મ્હોટા માણસને અહીંજ ચ્હા પાનનો બંદોબસ્ત કરવાનું ખરાબ લાગતું હશે. "

    

રમેશચંદ્રના પિતા રાધા રમણ નીચે દાદર પાસેજ ઉભા હતા. રમેશ નીચે ઉતર્યો, કે તરત પિતાને નમ્યો.

પિતાએ હસતાં હસતાં, પુત્રનાં નમનનો સત્કાર કરતાં કહ્યું. " બેટા કાલે સ્હવારની પ્હેલીજ ગાડીમાં આપણે રવાના થવું છે. તૈયાર થઇ રહેજે.

રમેશે આશ્ચર્યથી માથું ઝુકાવતાં પૂછ્યું ' બાપુ એવડી તે શી ઉતાવળ છે ? એવું તે શું ઘેર કંઇ મહત્તાનું કાર્ય છે. "

" ના, એવું કંઇ મહત્વ જેવું તો નથી, ત્હેના પિતાએ ઉત્તર આપ્યો.

મહત્વનું કે આવશ્યક કાર્ય નહોતું, ત્યારે આટલી બધી ઉતાવળનું શું કારણ હશે ? તે સમજવાને માટે રમેશે પિતાની સ્હામે જોયું. પણ પુત્ર એ કુતુહલની નિવૃત્તિ કરવા જેવી પિતાને કંઇ જરૂર ન જણાઇ. તેમનો ચ્હેરો પણ જાણે એજ ભાવ સૂચવતો હોય, તેમ શાન્ત, અને કશાપણ આન્તરિક ભાવના ઉદ્રેકથી રહિત હતો.

    

રાધારમણ મધ્યાહ્નનો સૂર્ય નમ્યા પછી, પથારીમાંથી ઉઠયા અને મુંબઇમાં વસતા, પોતાનાં સગાં સંબંધીઓને મળવા, તેમજ જોઇતી ચીજ-વસ્તુઓ ખરીદવાને બ્હાર નીકળ્યા. ત્યારે પાછળથી રમેશ એકલો પડયો તે વખતે મનોમંદિરમાં એકાએક કંઇ તરંગ અથડાતાં તે પિતાને પત્ર લખવા બેઠો:-" શિરછત્ર પિતાશ્રીના શ્રીચરણમાં—" એક ચરણ લખ્યા પછી લેખિનીને આગળ વધવાની ઇચ્છાજ ન થઇ. શું લખવું તે સૂઝતું ન્હોતું છતાં પણ, રમેશે મનમાં ને મનમાંજ વિચાર કીધો, કે હેમલતાના સંબંધમાં જે અવાચ્ય સત્યથી હૃદય અદૃશ્ય રજ્જૂથી હું બંધાયો છું. તે બાબત હજૂ પણ પિતાજી પાસે છૂપાવવામાં કંઇ લાભ નથી; એ છૂપાવવાનો હવે ધર્મ પણ નથી

આવા કંઈ બેપાંચ વિચારથી એક, બે, ત્રણ એમ અનેક પત્રો લખ્યા; એક પછી એક ફાડયા; અને છેવટ સઘળાના ચૂરેચુરા કરી બારીમાંથી ઉરાડયા. રાધારમણ તો કુરુક્ષેત્રનું સમરાંગણ બનેલાં પુત્રનાં હૃદયને વાંચ્યા વગરજ રાત્રિએ વાળું કરીને નિરાંતે સૂતા. રમેશ આ વખતે પિતાને સૂતા મૂકી, સ્હામેના મંદિર તરફ વ૨ંવાર દ્રષ્ટિપાત કરતો, નિઃસાસા મૂકતો, નિશાચરની પેઠે ચુપચુપ અગાશીમાં આંટા મારતો હતો. શું ? ત્હેનાં ધીમાં પગલાંઓમાં નિરાશાનો ધ્વનિ લય પામતો હશે ? તેતો અગાશીમાં જડેલા, રમેશના પદારવિંદને સ્પર્શ કરી રહેલા, આરસપહાણનાં ટુકડાઓજ જાણે !

રાત્રિનાં નવેક વાગ્યાને શુમારે, રજનીકાન્ત, ચંદ્રશંકરભાઇના ઘરમાંથી બ્હાર નીકળ્યો. આસરે દશેક વાગે સ્હામેનાં ઘરનો રસ્તા ઉપરનો દરવાજો બંધ થયો. થોડીવારમાંજ મંદીરમાંની ઝળહળતી બત્તિઓ બૂઝાવવામાં આવી, અને અર્ધા કલાક પછી–શુમારે સાડાદશ વાગતાં એ હસતાં રમતાં વિશાળ મંદિરનાં પ્રત્યેક ખંડમાં, ગંભીર નિદ્રાદેવીનો શાંત અધિકાર વિરાજવા માંડયો.

બીજે દિવસે સ્હવારની ટ્રેઇનમાંજ રમેશને તેના પિતાની સાથે દેશ તરફ રવાના થવું પડયું. રાધા રમણની સાવચેતી અને ઉતાવળ આગળ ટ્રેન ચૂકી જવાનો પણ કશો સંભવજ નહોતો.

    

દેશ પહોંચી ઘરમાં પગ મૂકતાંજ રમેશને શુભ સમાચાર મળ્યા, કે ત્હેને માટે કન્યા, અને વિવાહનું મુહૂર્ત નક્કી થઇ ચૂક્યું હતું. તેના પિતા રાધારમણનો બાલ સખા ઇશ્વરલાલ જ્યારે વકીલાત

કરતો. ત્યારે રાધારમણની સ્થિતિ કંઇ સારી નહોતી. દુનિયામાં જીંદગીના એ દુઃખી દીવસો, એજ સ્નેહી મિત્રની આશ્વાસનાથી ભૂસાયા હતા. ઇશ્વરલાલે સહૃદયતા બતાવી, દીન મિત્રની સહાયતા કીધી હતી. રાધારમણ એ વખતે જ્યારે સુદામાની અવસ્થામાં આવી પડયો હતો, ત્યારે ઇશ્વરલાલે શ્રી કૃષ્ણનો પાઠ ભજવ્યો હતો, અને એ આધારથી રાધારમણનો ઉદ્ધાર થયો. સન્મિત્રની સહાયથીજ દુનિયારૂપી સાગરનાં દુઃખી દિવસરૂપી મોજાંઓને તરી જવા સમર્થ થયો હતો.

ત્યાર પછી ભાગ્યદેવી રાધારમણ તરફ હસી હતી, તેથી ક્રમે ક્રમે ઉન્નતિનાં પગથિયાંઓ ચડતો મિત્ર થોડાજ સમયમાં સુખી બન્યો હતો.

સંકટમાં સહાય આપી, હીંમતનો હાથ લંબાવનારો, અને પડતીનાં દિવસોમાં પડખું આપી ઉદ્ધાર કરનારો, ઇશ્વરલાલ જ્યારે એકાએક અકાલે અવસાન પામ્યો; ત્યારે પાછળથી જણાયું, કે ઉદાર અને દયાળુ વકીલ ગૃહસ્થની માલ મિલ્કત અને સંપત્તિમાં માત્ર એક ઉજ્જડ જેવું ઘર, અને ખાલી તીજોરી, તથા પેટીઓ બાકી રહેલાં હતાં. બીજું ગામનું દેવું, અને કુટુંબના બે ત્રણ માણસોનું પાલણપોષણ વિધવા સ્ત્રી બીચારી હજૂ તો યુવાવસ્થાના આવાસમાંથી બહાર પણ નીકળી નહોતી, એટલામાં તો એક દુધમલ કન્યાને લઇને એકાએક દુઃખ દરિદ્રતાના પૂરમાં એકાએક ઘસડાતી ચાલી. રાધારમણે એ વખતે મિત્રની કૃપાનો બદલો વ્યાજ સહીત વાળી આપ્યો હતો. એ કન્યાની ઉમ્મર આજે વિવાહ કાળને અડકતી હતી, રાધારમણ છૂપી છૂપી

ઇચ્છાઓ, પોતાના એકના એક પુત્ર રમેશનો ત્હેની સાથે વિવાહ નક્કી કરવામાં હતી, હોય એમ જણાતું હતું.

રમેશનાં હિતૈષીઓ કોઇ કોઇ આપત્તિનો અવાજ ઉઠાવતા, વચ્ચે વચ્ચે ગણગણતાં, કે:–" ભાઇ, વિવાહનાં કામ તો સુતરનાં તાંતણા, જેવા કાચાં છે સંભાળીને વણીએ, તોજ વ્યવહાર દોરીમાં દુનિયાદારીનો દડો, મજબુત થાય. સાવચેતી ન રહે તો, ભાવી શાન્તિનો તાંતણો તડ દઇને તૂટી જાય. સાંભળ્યું તો છે, કે છોકરી કંઇ એવી દેખાવડી નથી, અને રમેશને લાયક તો લેખાયજ નહીં પછી તો ધણીને સૂઝે ઢાંકણીમાં " આવા ઉદ્‌ગારો રાધારમણને કાને પડતા, કે તરતજ તે ધ્રૂજવાતો ફફડતો કે " આ બધો બડબડાટ મ્હને કંઇ ઠીક લાગતો નથી, માણસ કાંઇ પ્રજાપતિ નથી, કે દેખાવડા દેખાવાનો વિચાર બીજા બધા મહત્વના પ્રશ્નોની આગળ મૂકે? છોકરીની મા જેવી સતિ, સુલક્ષણી એને સુશીલ છે. પુત્રી પણ તેવીજ નિવડવાની અનેક સંભવના " ઠામ તેવી ઠીંકરી, ને મા તેવી દીકરી" એ લોકોકિત રમેશના ભાવીમાં જો સાચી નીવડે તો માત્ર એટલેથીજ મારા પુત્રના ગૃહસુત્રને હું સદ્‌ભાગી સમજીશ. "

એક બાજુ આ વાત જ્યારે ચાલી રહી હતી, ત્યારે બીજી બાજુએ શુભ વિવાહની જનશ્રુતિથી રમેશનું મુખ એકાએક સુકાઇ ગયું. જ્યારે જૂઓ ત્યારે તે લક્ષ વિના, ભાવ વિના, ઉદાસ ચ્હેરે આમ તેમ હેરા ફેરા ફરતો જણાતો. આ અણધારી અણગમતી જાલમાંથી, છૂટા થવાના અનેક પ્રકારના ઉપાયો તેનાં અંતઃકરણમાં ઉભરાતા અને વિરામતા. પણ ત્હેમાંના કોઇ ઉપાયે યુક્તિનો માર્ગ

મોકળો કરી આપ્યો નહિ. છેલ્લે એક દિવસે અતિ કષ્ટ પૂર્વક હૃદય-માં બળ રેડીને, સંકોચ દુર કરીને, સ્વભાવ લજ્જાને થાપડ મારીને દૃઢ પગલે પીતાનાં ચરણમાં પહોંચ્યો. અસ્થિર સ્વરે, નીચી નજરે બોલ્યોઃ-" પિતાજી આ વિવાહ કોઇ પણ રીતે બની શકે એમ નથી, મ્હારાં ભાવી પર એથી આખરે અંધારાનોજ પડદો પડવાનો ? વળી હું બીજે સ્થાને,-સુપાત્ર સ્થાને કાંઇક બંધાઇ પણ ચૂકયો છું."

" શું ?..." રાધારમણ આતુર સ્વરે બોલી ઉઠયો. " તું-તું બંધાઇ ચૂકયો છે, સગપણ નકકી થયું છે ? શું કહે છે ! કયારે !"

" ના, પ્રશ્નથી ચમકેલો બાળક ધ્રુજતે કંઠે બોલ્યો. " ના, ના, એવું કંઇ સગપણ નકકી થયું નથી, તો પણ—"

" ત્યારે, " રાધારમણે કંઇક શાન્ત થઇ પૂછયું ! " શું. કન્યા પક્ષની સાથે સગપણ સંબંધી વાતચીત બધી થઈ ચૂકી છે ? ."

" ના; ના, " રમેશ ખુલાસો કરતો બોલ્યો. " વિવાહ કે સગપણ જેવી કંઇ ચોકખી વાતચીત થઇ નથી. "

" હું—; એમ કે ! રાધારમણ હસતે ચ્હેરે બોલ્યા, " ત્યારે તો આટલા દિવસ જેમ ગુપચુપ બેસી રહ્યો, તેમ વળી થોડા બીજા વધારે દિવસ કંઇ પણ બોલ્યા ચાલ્યા વિના ત્હારે મૂંગે મોંઢે બેસી રહેવું પડશે. ત્હેમાં શી મ્હોટી વાત છે!"

" પિતાજી, એમ કેમ થાય ?" લથડતે મંદ સ્વરે બોલ્યો; " શું, મનમાં નિશ્ચય કર્યા પછી, એજ નિશ્ચયથી વિરૂદ્ધ વર્તવું એ પાપ નથી!-બીજી કોઇ પણ કન્યાનું પાણીગૃહણ કરવું. એ શું અન્યાય નથી?"

"ના; ના." રાધારમણે અર્ધા ઉપહાસ્ય સૂચક, અર્ધ ગંભીર સ્વરે ઉત્તર આપ્યો. "બીજી કન્યાનુ કે પહેલી કન્યાનુ પાણીગ્રહણ હજી ભવિશ્યને હાથ છે, ત્યાં આવા અણઘટતા તર્ક શા?" પિતૃઋણની અવગણના કરવી, અને વડિલોએ નિર્ધારિત્ કરેલી કન્યાને પત્નિ રૂપે ન સ્વીકારવી; એ અન્યાય અને પાપ છે. હું તો એટલુંજ સમજું છું તું કંઇ વધારે સમજાવી શકે એમ છે, બેટા?"

રમેશ,—શારદાનો માનીતો રમેશ, પિતાના યુક્તિનાદ આગળ મ્હાત થયો; નિરૂતર રહ્યો. કંઇ બોલી પણ શક્યો નહિ. મનમાં ને મનમાં નિઃસાસાના કડવા ઘુંટડા ગળતો, તે ગણગણવા લાગ્યો, કેઃ- **બસ, આટલામાંજ ઉન્નત ભાવીની બધી રેખાઓની ઇતિશ્રી દૈવક્રમે બધા મનોરથના મ્હેલ એકાએક ઉડી ગયા હશે. ઇશ્વરની ઇચ્છા પૂર્ણ થાઓ."**

    

રમેશનો વિવાહ જે દિવસે સ્થિર થયો, તેને આજે એક વર્ષ વીતી ગયું છે; એ એક વર્ષ રમેશના ભયંકર જણાતાં ભાવી જેવું;- છપ્પનના દુકાળનું ઉગ્ર વર્ષ હતું. સમગ્ર દેશની દુરાવસ્થામાં રમેશનું મન છૂપું છૂપું આશ્વાસન મેળવતું, કે ક્રમે ક્રમે આ વ્યાપક આપત્તિના દિવસો તો થોડો વખત ઉગારી લેશે? વજ્રપાતને એક વર્ષનો તો અવકાશ મળ્યો!

**અનન્તકાળ રમેશની આશાને થપ્પડ લગાવતો, જોત જોતામાં એક વર્ષના મર્યાદિત્ આયુને ઉપહાસ્યથી ઉડાવી, અણખામણી પીડાને આંખ સામે આંકતો ઉભો.**

રમેશની સાસુનાં પિયર કચ્છ-અંજારમાં વસ્તાં હતાં. પિયરમાં પણ એકજ ભાઇ, અને એકજ બ્હેન પિતાના કુળની આંધળાની લાકડી, સંસારમાં નિરાશ્રિત થઇ પડેલી બ્હેનડીને લૂખાં લૂખાં અન્નનો એક માત્ર આધાર હતો. વેવાઇને અનુનય-વિનયથી સમજાવી, આગ્રહથી, લગ્ન મંડપ અંજારમાં, પિયરને આંગણે રોપવાનું, ફોસલાવી પટાવીને નકકી કરી લીધું હતું. ઘર શોભની તૈયારી માટે કન્યા અને માતા અગાઉથી અંજાર જઇ પહોંચ્યાં હતાં.

હવે તો રમેશનું સાસરિયું દુર ગયું. રાજકોટથી જાન લઇને જામનગર રસ્તે અંજાર જતાં, ત્રણ ચાર દિવસ વીતી જાય, એટલુ અંતર પડયું; વચ્ચે સમુદ્ર, વચ્ચે તળાવ અને નદીઓ, નાનું સરખુ રેતીનું રણ, અને કચ્છનો નોળ પ્રદેશ, આ બધું સ્નેહી સંબંધીઓ સાથે ઉલ્લંઘવું, અને પુત્રને પરણાવવા દરિયો ડોળવો. એ રાધારમણને બહુ કઠિન કાર્ય થઇ પડયું. પરંતુ પુત્ર લગ્નનો લ્હાવો, તન મનની મ્હેનતને કયારે ગણકારે છે.

રાધારમણે દિશાકાલની વ્યાઘાત માટે યથેષ્ટ સમય લક્ષમાં રાખીને લગભગ એક અઠવાડીયા અગાઉ જાનને અંજાર તરફ આગળ ચલાવી, પ્રયાણ કીધું દેવ કૃપાએ જામનગરથી મછવામાં બેસતાંજ વાયુ અને વાતાવરણ અનુકુળ થયાં સાગરદેવે પ્રશાન્ત હર્ષિત વદને, વરરાજાના મછવાને હૃદય ઉપર ધારણ કીધો અનુકુળ પવનની લહરીઓએ લગ્ન પતાકા શોભિત નવીન નૌકાને સમુદ્રની સપાટીપર થોડો વખત નચાવી નિર્દિષ્ટ સ્થાન પ્રતિ ખેંચી બીજે દિવસે પ્રભાતના પ્હોરમાં ન્હાની અને મનોહર નૌકા, તુણા બંદરને કુરજે લાંગરી લગ્નના મંગળ દિવસને હજુ તો ચાર દિવસ બાકી હતા.

રાધારમણની ઇચ્છા પણ બેચાર દિવસ આગળથી આવી પહોંચવાનીજ હતી. તુણા બંદરમાં ત્હેની એકની એક બ્હેન, પણ દીન અવસ્થામાં જીવન ગાળતી હતી રાધારમણની લાંબા વખતથી ઇચ્છા હતી, કે બહેનને સમજાવી, પોતાને ગામ રાજકોટ તેડી જવી; અને જન્મ દુખિયારી બહેનને પાછલા પાંચ દિવસોમાં, સુખી સંસારની ઉજળી છાયામાં વિશ્રામ આપીને બંધુઋણમાંથી મુકત થવું. કાંઇ પણ મહત્વનું કારણ દર્શાવ્યા સિવાય, અથવા દલીલસર બ્હાનું બતાવ્યા સિવાય; એકાએક આ વાત બ્હેનના કાનપર નાંખવાનો ત્હેને યોગ મળતો નહતો. ભય પણ રહેતો, કે રખે દુખિયારી બ્હેન દુભાઇ જાય, અને ગમે તેવાં પણ પારકાં ગણતાં બંધુગૃહમાં નિવાસ કરવાનો અસ્વીકાર કરી દે, તો પછી ધારેલી ઇચ્છા એકાએક અફળ જાય. એ ઇચ્છાને સફળ કરવાનો અત્યારે સુયોગ મળ્યો હતો. રમેશનો વિવાહ મહત્વનું કારણ હતું બહેનથી પણ એ વિવાહમાં ભાગ લેવાની ના પાડી શકાય તેમ નહોતું તેથી આગળથીજ કાગળ પત્ર લખી બહેનને સમજાવી, પોતાની ધારણા ચરિતાર્થ કરવાનો રસ્તો સુગમ કરી રાખેલો હતો. ત્હેની સમજાવટથી બ્હેન થોડા વખત માટે પોતાનો વાસ તુણા બંદરેથી ઉઠાવી. પિયરમાં આવી વસવાને સંતુષ્ટ ભાવે કબુલ થઇ હતી.

સંસારમાં બ્હેનને પણ માત્ર એક કન્યા હતી. એ કન્યાના સગપણ સંબંધની યોજના પણ કચ્છ કરતા, સ્વજાતીય સમાગમને અનુકુળ ગુજરાત, કાઠિયાવાડમાં સહજ બની શકે તેમ હતું, એ આશા પણ રાજીખુશીથી પિયર આવી વસવાના કારણોમાંનું એક મહત્વનું કારણ હતું. વળી એ વિધવા બહેનની ઇચ્છા હતી, કે રાજકોટ અથવા એટલામાં કોઇ સુપાત્ર, એકલો, અટુલો જમાઇ શોધી

ત્હેને પણ સાથે રાખવો અને પુત્રીની સાથે જમાઇનું માતૃસ્થાન પણ સાચવવું. આ ધારણામાં તેને કાંઇ હીણું, અથવા ઉણું જણાતું નહોતું. તે મનમાંને મનમાંજ કહેતી કે "લોકો તો લાલડા હોય છે. તેને જેમ ફાવે, તેમ બોલે બાઇ જગતને મોઢે કાંઇ ઢાંકણું દેવાશે? મ્હારે તો એકજ વાણીયો અને એકજ હાટ. જ્યાં પુત્રી જમાઇ રહેશે, ત્યાંજ મારૂં જગત બનશે, ને મારી આંખો ઠરશે."

વિવાહને ત્રણ ચાર દિવસની વાર હતી, તેથી શાન્તિ સમાધાન પૂર્વક જાન તુણા બંદરમાં વરરાજાની ફોઇગાને ત્યાં વિશ્રામ લેવાને આવી ઉતરી આનંદ મંગળમાં દિવસ વીતી ગયો. રાધારમણ એટલો વખત યત્ન પૂર્વક પોતાની બ્હેનને સમજાવી. ત્હેનાં ઘરબારને રાજકોટ ઉપાડી જવાની વ્યવસ્થામાં ગુચવાયો હતો. વિવાહ કરીને વળતી વખતે અહીંથી સઘળાં સાથે મળી, સમુદ્ર યાત્રા કરવાના નિર્ણય પર આવ્યાં, ખાસ આ હેતુથીજ તેણે અગમચેતી વાપરીને, પોતાનાં કુટુંબની કેટલીક સ્ત્રીઓને જાનમાં સાથે લીધી હતી.

    

વિવાહ કાળે રમેશ કોણ જાણે શા કારણથી લગ્ન મંત્રોની બરોબર આવન્તિ કરી શક્યોજ નહિ. શુભ દ્રષ્ટિને વખતે બરાબર પવિત્ર નયન મિલન સમયે ત્હેની આંખો મીંચાઇ ગઇ. સાસરિયાંની સુંદરીઓ સાક્ષર જમાઇનું ઉપહાસ્ય કરતી, ઠઠ્ઠા મશ્કરીમાં ત્હેને બનાવતી, તે બધું મૂગે મોંઢે, ઉદાસ ચ્હેરે, અંગુઠાના અગ્ર ભાગમાં દ્રષ્ટિને નીચી ઢાળીને, રમેશ સહી લેતો. રાત્રીએ શય્યા પ્રાન્તમાં પાસું ફેરવીને નિઃસાસા નાંખતો સૂઇ રહ્યો. સ્હવારે વ્હેલો ઉઠી, શય્યાનો ત્યાગ કરી, બ્હાર નિકળ્યો.

વિવાહનું મંગળ કાર્ય શાન્તિ સમાધાન પૂર્વક સંપન્ન થયા પછી, વરકન્યાને વિદાય મળી. વાજતે ગાજતે જાન જીત મેળવીને વરરાજાની રાજધાની તરફ પાછી વળી. વળતાં પણ તુણા બંદરનું જંકશન-ફોઇબાનું ગરિબગ્રહ મંદિર એક દિવસ જાનૈયાઓને માટે, મિટોન પાતથી સાદર સત્કારનું આરામ મંદિર બન્યું.

બીજે દિવસે પ્રભાતના પ્હોરમાં રાજકોટ તરફ રવાના થવાની તૈયારીઓ ચાલી. જામનગરને માટે નિર્માણ થએલી, ન્હાની નૌકાઓ સજ્જ કરવામાં આવી. એક નૌકામાં વૃધ્ધો, બાળકો અને સ્ત્રી વર્ગનો સમાસ કરવામાં આવ્યો, અને બીજા મછવામાં વરરાજા, તેમનાં સમ વયસ્ક મિત્રો, અને જુવાન જાનૈયાઓ બેઠેલા હતા ત્રીજા એક મછવામાં કેટલાક ખારવાઓ, તથા જામનગર જતાં બીજા ઉતારૂઓ હતા. ગરીબ, સુખી અને અભણ ખારવાઓ, કેવા સુખી સંતુષ્ટ અને મસ્ત આનંદી હતા! વચ્ચે વચ્ચે સમુદ્રની શીતળ લહરીમાં ગાનનું તાન લલકારતા ભજનનો શોર મચાવતા હતા. ત્હેમની સુખી સ્થિતિનું ત્હેમનાં મસ્ત અવાજ ઉપરથી અનુમાન કરતો રમેશ, નિઃસાસા મૂકતો હતો.

આખો દિવસ લૂખો અને ગરમ હતો આકાશમાં એક પણ વાદળું નજરે પડતું નહોતું. અને એક પ્રકારના વિવર્ણ આચ્છાદનમાં ચારે દિશાઓ આકાશને અડથી ઢંકાઇ રહી છે દૂર દૂર દેખાતી ઉપસાગરના કિનારા ઉપરની તરૂશ્રેણી પણ આકાશનાં વર્ણમાં મળી જતી હતી. દિવસ આગળ વધ્યો. મધ્યાહ્ન થતાં, વાયુ અદ્રશ્ય થયો. કિનારાપરની દૂરની ઝાડીમાં વૃક્ષનું એક પાદડું પણ હલતું નહોતું, અને આકાશ સ્થાનમાંથી સૂર્યદેવનાં પ્રચંડ કિરણો ભૂમંડળ ઉપર સીધાં પડતાં પ્રખર ઉષ્ણ-વૃષ્ટિ થઇ.

ખારવાની સાથે જાનૈયા પણ તડકાથી અને ઉકળાટથી અકળાઇ ગયા. પ્રસ્વેદનાં પાણીમાં પલળી રહ્યાં. આ અકળામણ અને મૂઝવણ વચ્ચે જેમ તેમ કરતાં દિવસ વીતી ગયો. ત્યારે કંઇક સંધ્યાની શીતળતામાં પ્રવાસીઓને શાન્તિ મળી. સંધ્યાને અંધકાર જામ્યો તે પહેલાં, ખારવાએ આવી કહ્યું, કે:-" શેઠ, આજે પવનતું તો નામજ નથી. મછવો ડગલું પણ ખસતો નથી. રાત પડવા આવી, અને આજે જામનગર જવાય એવાં લક્ષણ જણાતાં નથી. પેલે પાર સ્હામેજ મછવો લાંગર્યો હોય, તો ઠીક. આગળ જતાં લંગાર કરવાની જગ્યા નથી."

રાધારમણ રસ્તામાં વધારે વિલમ્બ કરવાને રાજી ન હતો, તેથી તિવ્ર ઉદાસ સ્વરે ઉત્તર આપ્યો, " અહીં લાંગરવાનું કંઇ કારણ નથી જાનના મ્હેમાનોને આમ દરિયામાં અધવચ્ચે લટકાવી મુકવાથી ચાલશે નહિ. વળી રાત્રી અજવાળી છે. માટે પાસેના બીજા કોઇ બંદરને કાંઠે, ફાવે તો લાંગરજો. ચલાવો, ચલાવો, હિમ્મત કેમ હારો છો. ઇનામ આપીશ. હું "

મછવાઓએ એ સ્થાન છોડીને એકદમ શઢની પાંખો ફફડાવતા સંધ્યાના ધીમા સમીરણમાં આગળ વધ્યા.

ધીમે ધીમે રાત્રીની સાથે વાયુદેવ પણ પ્રબળ રૂપ પકડી સુસવાટા કરવા લાગ્યા, તોફાની વાયુના સ્પર્શથી સાગરદેવ ઘુઘવાટ કરતો, ગાજવા લાગ્યો, અને બાજુમાંજ તૂટી પડેલા પર્વત જેવો ઉંચો ઉભો અને ખડક સોટા મગરની પેઠે, ડરામણું ડાચું વિકાસી, ચંદ્રની જ્યોતનામાં ચમકવા લાગ્યો. પાણીનાં ઉછળતાં મોજાં ઉપર ક્રીડા કરતો ચંદ્ર આકાશમાં તગતગવા લાગ્યો. પણ આજે ચંદ્રમા ગાંડા માણસનાં ચક્ષુ જેવો, અર્ધો, કાપેલા, રકતફળ જેવો રકત વર્ણે રંગેલો જણાતો હતો.

જાહેર ખબર

# કમાણીનું મૂળ કૌવત.



કમાણી કરી ઉંચી સ્થિતિમાં આવવાને દુનિયામાં ધંધાની ધાડ-માર ચાલી રહી છે, પણ તેનું મૂળ ભુલી જવાય છે. કોઈ પણ જાતની ખરાબ ટેવથી અગર કોઈ પણ મંડવાડના પરીણામે, ધંધાની હદ ઉપરાંત મહેનતને લીધે અગર જન્મથીજ શરીરના નબળા બાંધાને લીધે જે માણસો કમતાકાત હશે તેઓ પોતાના ધંધામાં શારીરિક તથા માનસીક મહેનત કરી આગળ ક્યાંથી વધી શકે? માટે તમારે હમેશાં યાદ રાખવાની જરૂર છે કે આતંકનિગ્રહ ગોળીઓના ઉપયોગ કરનારા પુરતું કૌવત મેળવી આગળ વધી શક્યા છે અને આગળ વધી શકે છે.

**કિંમત ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂપિયો એક.**

આ પ્રખ્યાત ગોળીઓની વિશેષ વિગત જાણવા માટે પ્રાઇસ લિસ્ટ વાંચી વાકિફ થાવો.

**વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી,**

માલેક—**આતંક નિગ્રહ ઔષધાલય,**

જામનગર (કાઠીયાવાડ).

# વસંત—લીલા.

લેખકઃ—રા. રા. રામચંદ્ર એમ. શર્મા.

પ્રભાતનો સમય હતો. સરિતાનાં સ્થિર સ્થિતિમાં રહેલાં, જળના સલિલ-પ્રવાહની લ્હરીઓ ઉતાવળથી પોતાનાં પતિસંગમાં જવાની તૈયારી કરી રહી હતી. પક્ષી-ગણુનો કલરવ પ્રભાત થયાનું ભાન કરાવે છે. સૂર્યનારાયણનાં, પ્રભાતના વખતનાં કોમળ-બાળ કિરણો. ગગન ગઢમાંથી સર્વત્ર ભૂમંડળ પર પ્રસર્યાં, અને જોતજોતામાં સર્વત્ર જગત સુવર્ણમય થઇ ગયું. આ રમણિય સમયે અંધપુર નામે ગામની બાજુમાં વ્હેતી ધર્મ-સરિતા નામે નદીનાં નિર્મળાં વારિથી, સ્નાન કરી, ગ્રામ્યજનો યાત્રા-તિર્થ સમ માની આનંદ માનતા.

આ ગામ લગભગ ૨૫૦-૩૦૦ ઘરનુંજ હતું. નાની બાંધણીનાં, કાદવનાં, અને જુનાં મકાનો ઠામઠામ દીસતાં હતાં. ગ્રામ્યજનોમાં વિશેષે કરીને કેલવણીનો અભાવ હતો. ચક્રમપુરાને નાકે એક જૂનું મેડીવાળું ઘર હતું, જેમાં આપણી વાર્તાનો નાયક વસંતલાલ પ્રાતઃકાળની સૃષ્ટિ-સૌંદર્યતા જોઇ રહ્યો હતો.

પ્રિય વાચક વૃંદ! વસંતલાલના કુટુંબ-પરિવાર ઉપર લક્ષ આપતાં જણાય છે, કે વસંતલાલના પિતા એક સાધારણ સ્થિતિના હતા. તેઓની અંધપુર ગામમાંજ કેટલીક જમીન હતી, તે ગણોતે

આપી, તથા બીજી પરચુરણ ધીરધાર કરી, તેઓ પોતાનાં કુટુંબનું ગુજરાન ચલાવતા હતા. વસંતલાલની આઠ વર્ષની ઉમરે તેની માતા આ દુનિયાની સપાટી ઉપરથી અદ્રશ્ય થઇ, તેમનો આત્મા વસંતલાલ ઉપર સ્નેહનું અમીઝરણું વર્ષાવતો ગેબ થઇ, ઉડી ગયો.

ડોસાની ઉમર દશરાગ ૬૦ વર્ષની હતી, પણ તેનું ઉચ્ચ ચરિત્ર અને દ્રઢ ધર્મભાવનાને લીધે ગ્રામ્યજનોનું સારૂં માન પામ્યો હતો. ડોસાને કુટુંબ-જંજાળમાં માત્ર વસંતલાલજ હતો. શિક્ષણશાળાને અભાવે વસંતલાલને કેળવણી આપવા, વિલાસપુરમાં લલિતાપ્રસાદ નામે માસ્તરના હાથ નીચે શિક્ષણશાળામાં શિક્ષણાનુભવ લેવા સારૂ મૂકયો.

વસંતલાલનાં લક્ષણ કહેવત પ્રમાણે પ્રથમથીજ પ્રકાશ્યાં. ન્હાની વયમાં વાચાળ શક્તિ પ્રકટી નીકળી. બાળચરિત્રમાં નકલ કરવાની કળા બીજા ઉપર સરસાઇ ભોગવવાનું માન મેળવવા છતરે ગોઠીયાઓને આંજી નાખી, પોતાનો કકકો ખરો કહેવડાવવાનું જ્ઞાન મેળવવા યુકિતઓ યોજવા માંડી. પોતાના પિતાની સાથે કેઈ વૃદ્ધ સગાં સંબંધી, મિત્રો વગેરે કોઇ પણ મળવા આવતાં, તથા વાતચીત કરતાં, કે તુરતજ વસંતલાલ પોતાનું ટાલ્લું ચલાવ્યા શિવાય ભાગ્યેજ રહેતો! બીજાંઓની ખોડ તપાસવામાં હમેશાં છાતી કહાડી તત્પર રહેતો, એટલે વસંતલાલની લીલામાં જાણ્યે-અજાણ્યે, અન્ય કોઇને, પણ "હા મહારાજ" કહેવી પડતી.

વસંતલાલને માટે, ગ્રામ્યવાસીઓ જુદા જુદા અભિપ્રાયો બાંધતા. કોઇ, તેને ચાલાક ધારતા, તો કોઇ તેને લુચ્ચો ગણતા.

તથા કોઇ તેને આનંદી સ્વભાવનો અને મળતાવડો ધારતા. એનાં ગુણ માટે મતફેર ભાગ્યેજ રહેતો એના પિતાનો અભિપ્રાય શું છે? તે મુદ્દલ જાણી શકાતો ન્હોતો. વસંતલાલના બાળપણાનાં ગુણો દર્શાવવાનું; અને તે વિષે અભિપ્રાય બાંધવાનુ, વસંતલાલના પિતા, ઘણું ભૂલભરેલું, અને જોખમરૂપ માનતા. કારણ કે પુત્રને વિષે વિચાર કર્યા શિવાય, યોગ્યા-યોગ્ય વિષેનો અભિપ્રાય બાંધી તેને તે મુજબ ચલાવવા પ્રયત્ન કરવે; એ કેવળ મૂર્ખતાજ છે. જેથી તેનાં કુમળાં હૃદયમાં અંકુશ રાખી અમર્યાદ હદ બાંધવા જેવું છે. કલ્પનાને આધારે બુધ્ધિને અગ્રસ્થાન આપી, હૃદયનાં અંકુરોને વિકસવા ન દેતાં, પરતંત્ર કરી, બંધીવાન બનાવી, સુસ્ત અને નિર્બળ બનાવવાનું જોખમ ઘણાં માણસો વ્હોરી લે છે, એમ માનતા. એ ઉપરથી વસંતલાલના પિતા તેને માટે કોઇ પણ અભિપ્રાય બાંધી ન શકયા.

નિશાળે ગયા પછી વસંતલાલે શિક્ષણ કળા કરતાં તોફાની વિદ્યામાં વધારે આગળ પડવા માંડ્યું. પોતાનું નામ સર્વ ઠેકાણે ખ્યાતિ પામી મેડલ ( Medal ) મળે, માટે તેણે પોતાનું નામ સર્વ સ્થળે ચીતર્યું. વસંતલાલના કેટલાક દોસ્તોએ, એનાં હોશિયારીનાં કામોને ઉત્તેજન આપી, આભાર પત્રો, અમર લેખો અને તુટી ફાટી કાવ્ય-પત્રિકાઓ, ખુણે-ખાચરે ચોઢી અને એની જાણ માટે ભીંડા મોકલી.

વસંતલાલના પિતાશ્રીમાં વિચાર શક્તિ ઘણી પ્રબળ હતી, અને તેથી તુલના કરી, તેના ચારિત્રપરથી દૂર અભિપ્રાય દર્શાવતો. પોતેના એકના એક પુત્રને બહારગામ પરાયાં સ્થળવાસીના આશ્રયે તજે

મોકલતાં મન અચકાયું હતું પણ જ્ઞાનના આર્વિભાવે એ વિચારને દૂર કરી, પરસ્થળે વસંતલાલની બુદ્ધિનો વિકાસ કરવાનું દુસ્તર ધારી મોકલ્યો હતો. શિક્ષણનો અનુભવ તો પોતેજ જાણે, તેમ એના માસ્તરે પણ ભાઇની કાર્ય-કુશળતાને મોઆગ્ર બુદ્ધિથી અનુભવ લીધેલો હોય તેમ તેમ એ આગળ વધતો ગયો. તેમ તેમ એના ગુણો પણ સગતિમાં ઉમેરો કરતા ગયા. વસંતલાલે ગુજરાતી તેમજ અંગ્રેજી શિક્ષણ સાથે લીધું હતું. અને રાત્રીના સંસ્કૃત જ્ઞાન મેળવવા રાત્રીશાળામાં પણ જતો હતો. સમયના વહેવા સાથે ઉમ્મર અને ચારિત્ર્ય પણ વધતાં ચાલ્યાં. આજે વસંતલાલની ઉમર ૧૮ વર્ષની થઇ છે. આજે વસંતલાલ ભણવામાં હોશિઆર જણાવા લાગ્યો. મેટ્રીક પસાર કરી. કોલેજમાં દાખલ થયો. ત્યાંના વાતાવરણનાં સંગથી કહો, યા કોઇ ઉપદેશને લીધે તેનામાં હવે ફેરફાર જણાવા લાગ્યો. હવે તેની મૂખમુદ્રા ઉપર ગંભિરતા અને વિદ્વતાનાં ચિન્હો સ્પષ્ટ દેખાવા લાગ્યા એના બધા ગતભાવો ડોકીયાં કરવા લાગ્યા. સાંસારિક-સામાજીક જ્ઞાનમય બાબતો ઉપર એના ઢંકાયલા ગુણો પ્રકાશ પાડવા લાગ્યા. એ બાબતો ઉપર વાદવિવાદ કરવામાં આ સાધારણ મહત્વતા માલુમ પડી હવે પોતાનો જ્ઞાનભંડાર ખોલવાને વાક્કુંચીથી ખોલી શરૂ કરતો.

અભ્યાસ અવલોકનને અનુભવ વગર સંસાર સુધારાપર ચર્ચા કરવાનો, ગમે તેને વગર અડચણે અધિકાર છે, એમ માની એ બાબતમાં વધુ ને વધુ મશગુલ થઇ, માનની ઝંખના કરી પોતાના માનીતા થએલા વિષયને સજવા અજ્ઞાન ગલીનું પાણી ચડાવ્યું.

ગરીબ-અજ્ઞાન-વ્હેમી અને દુઃખી લોકો એની દયાને પાત્ર નહોતા. પોતાની ભૂલ સુધારનારને, સામો રદીયો આપનારને, વાક્બાણથી મહાત્ કરતો, ને તિરસ્કારની નજરથી જોતો. હવે સંસાર સુધારનાર હિમાયતી તરીકે, પોતાની જ્ઞાનજાળ બીછાવવા વિચાર કરતો. કોલેજના વિદ્યાર્થીઓએ એક "સંસાર સુધારક સમાજ" નામક મંડળ સ્થાપ્યું. અને તેમાં પોતે અગ્રપદ લીધું સમાજની સેવા કેવા કેવા ઉચ્ચ ઉદ્દેશ અને ઉદાર વૃત્તિથી! નિઃસ્વાર્થ મહેનતને સ્વાર્થ ત્યાગ કરી ભોગ આપવો, એ સંસાર સુધારાના હિમાયતીઓ સમાજ સેવાને સંસાર સુધારાપર બડબડાટ કરી, જળ પ્રવાહ પેઠે વાક્શ્રેણી છોડી, ભાષણ આપી અટકી જનારને આપવો મુશ્કેલ છે. સુધારા માટે ફક્ત મોઢેથી ભાષણ કરનાર, માનની ભાવના રાખી, વિદ્વત્તાને સ્વાર્થ ત્યાગનો ખોટો ડોળ બતાવી, પોતાની મહત્તાની આકાંક્ષા રાખી, યુવકોનો બધેથી ધીકાર પામી, માન ત્યાગી આત્મભોગ આપનારને સુધારાનો પાયો ચણનાર ઉચ્ચહૃદયનાં દયાવંત સંસ્કારી મજુરોને નિઃસ્વાર્થ સંભાળી, કુડીયાઓની વીંટબણાનો ખ્યાલ કયાં આવી શકે? અન્ય સદ્ અગર સોત્ર વર્ગ આગળ પોતાની જ્ઞાન રશ્મિનો બધી ભાષાને ભેગી કરી, ગડગડાટને શોર બકોર કરી, ચોંકાવી મુકતો. કોઇ પણ વિષયપર ચર્ચા નિકળતાં બોલનાર પુરૂષના ચાળા-વિચાર વગેરે પર જોસભેર ટીકા કરવા પોતાના મળતિયા સ્હનુયાયીઓ જોડે સંમત થતો અને બીજાને હલકો પાડવા મથન કરતો. પ્રતિસ્પર્ધિઓ સ્હામે પડવાનો ગુણ બહુ ઉમદા રીતે સજ્જડ વાસ કરી રહ્યો હતો.

કોલેજમાં દાખલ થયા પછી, ગૃહની સ્થિતિ કાંઇક ફેરવવી, એ વિચારથી કોલેજને સદાને માટે **તિલાંજલિ** આપી, પ્રણામ

કરી, ગૃહે વિદાય થવા નિકળ્યા. વસંતલાલના પિતાની વૃધ્ધ વય હોવાથી, સર્વ ગાત્રો એક પછી એક છેલ્લી સલામ લેવા લાગ્યા. "પુત્ર બહાર ગામ છે, ક્યારે આવશે? હું મળીશ, કે કેમ?" એ વિચાર વૃધ્ધાવસ્થાની છેલ્લી ઘડી "હાય! અફસોસ" થી અશ્રુબીંદુઓ તપકવા લાગ્યા. એ ત્રણ દિવસ થયાં પોતે આવી સ્થિતિમાં છે. ખાવા પીવા તેમજ ઔષધ સંબંધીની પરાકાષ્ટા છતાં પણ કોણ જાણે એ વૃધ્ધનાં મનમાં શું હશે? કે પોતાના એકનાએક પુત્રને તેડાવા પત્ર મોકલ્યો નહિં. બાજુમાં રહેનાર ગૃહસ્થ મીલનસાર સ્વભાવનો હતો. તેણે દયા ખાઇ વસંતલાલને તેડાવવા પત્ર લખ્યો હતો. કોલેજને છેલ્લા નમસ્કાર કરી માનનિય વસંતલાલ પિતૃગૃહે પધાર્યા વૃધ્ધને આવી રીતે રળતાં 'પિતાશ્રી, કેમ છે? પત્ર કેમ ન લખ્યો?" વગેરે પ્રશ્નો પૂછી બેઠો. ડોસાની આંખમાંથી છાનાં આંસુઓ વહેતાં હતા.

વસંતલાલને આવે એ ત્રણ દિવસ થયાં છે. દવાદારૂથી વૃધ્ધની મૃતસમ કાયાં પાછી સજીવન થવા લાગી. "ईश्वरेच्छा, बलीयसि" એ સુત્રાનુસાર વૃધ્ધ પ્રત્યે ઇશ્વરે રહેમ લાવી, સજીવન કાયાને પાછી, માનવ ભૂમીમાં વધુ રહેવાસ કરવા રહેવા દીધી. આર્થિક સ્થિતિ સુધારવા સંબંધી એણે લક્ષ દોડાવવા માંડ્યું. "કૃષિકર્મ! છટ્ટા, એ આપણને ન છાજે, એ તો ખેડુતો અજ્ઞાન ગામડીયા" પણ એ કોલેજીયનને ક્યાં ખબર છે, કે તારા કરતાં નિર્દોષ અને શાંત જીવન-સુખાકારીને આનંદમાં કેવી રીતે ગાળે છે. વેપાર વિષય એ તો લોકોનાં મન રંજન કરી, મહેનત અને કડાકુટનું કામ! એ આપણને ન પાલવે" વગેરે અનેક ધંધાઓની હારમાળા ગોઠવવા માંડી.

પણ વેવિચાર નિર્માલ્ય અને ક્ષુદ્ર ભાવનાવાળા લાગ્યા. ચક્રગ-પરાના ચક્રમની આ પરાકાષ્ટા અને વિચારમાળા આમ દીનપરદીન વધતી ચાલી. અને સફળતાનાં શિખરપરથી આમ ગોથાં ખાતો રાતદીન ઝંખ્યા કરતો નોકર રહેવાની વૃત્તિથી ઘણે ઠેકાણે તપાસ કરવા માંડી. પણ નિષ્ફળતા સિવાય અન્ય કાંઇ મેળવી શકયો નહીં ટુંક પગારની નોકરી કરે તો તેથી પોતાની કોલેજમાં મળેલાં શિક્ષણને અપવાદ આવે, માટે અનેક વિચારો આર્થિક દીશામાં ફેરવવા માંડયાં વસંતલાલની વૃત્તિ હવે પ્રતિકુળ દેખાવા લાગી. ગામડામાં વસતા, ન્હાના વેપારીઓને અધિક પગાર આપવો પાલવે નહીં. દોસ્તદારો પણ અત્યારે એની વૃત્તિમાં સામેલ ન થતા, કારણ કે ઉચ્ચ અભિલાષા, બહુ મોટું રૂપ ધરતી, માટે નિરાશ વૃત્તિને સંકોચી માન મ્હોટાઇની મહતીને સંકોચી. મૂકી દઇ નિવૃત્તિ વાળી બેઠો. “સાળુ, આ ભણતર એને બુદ્ધિ મતા શા અર્થની? વાચાળ શકિતની આ કેવી બંકના?” વગેરે અનેક તરંગો ગડમથલ કરી હૃદયને હચમચાવી મુકતા.

એક દીવસે સંધ્યા સમને તે અને તેનો મિત્ર વિહારી ફરતા ફરતા ન્હાની ટેકરીપર બેસી કુદરતની ભવ્ય લીલા નિહાળતા સર્વત્ર શાંતિ પ્રસરેલી જોતા બેઠા. આ ટેકરી બે ત્રણ ગાઉપર ઝાડીઓની ઘટાઓમાં સંતાઇ રહેલી; મોટા મોટા ટેકરાઓ અને ખાઇઓથી ભરચક હતી. ઉપર જવાનો રસ્તો પણ ભાગ્યેજ દ્રષ્ટિગોચર થતો. ઉપર આછાં આછાં વાદળાંઓ ઉદાસ ચીત્તે જગતની વસ્તુઓ નિરખી રહ્યાં હતાં. પવનની પ્રચંડ લહેરીથી ગુઢ શાંતિની અસર થઈ. વૃક્ષો પણ હાલીને શાંત રહેતા. ખેડુતોની ખેતરમાં કામ કરી ઘેર જવાની

આનંદ હેલીના છાની અને અચાનક કોઈ પણ પક્ષિની કરમી ચીસો શ્રવણેંદ્રિયને અથડાઇ શાંતતામાં વિઘ્નરૂપ થતી પોતાનાં હૃદયમાં જાણે અનેક દુઃખ ભરી લાગણીઓ છુપાવી રાખી દિલગીરી ભરી, ધારણા કરતાં આમતેમ ફરવા લાગ્યા. આ મહાન વિચિત્ર લીલાની ઘટનાઓ-માં શાંતિ થઇ. બંન્ને સાથીઓ ફરતા ફરતા એક ખડક ઉપર સ્વચ્છ જગા કરી બેઠા, અને વિવિધ વાર્તાલાપ કરવા લાગ્યા.

"વિહારી, હવે શું વિચાર કરવો" વસંતલાલે વાત ઉપાડતાં કહ્યું.

"વિચાર શાનો!" વિહારીએ આશ્ચર્યતાથી જવાબ દીધો.

"તને શાની ફીકર, કે વિચાર આવે?" વસંતે ભાર દઇ જણાવ્યું.

"કેમ ફીકર નહી? હું પણ હવે સ્વતંત્ર થવા ધારૂં છું. તેથી મારે પણ હવે થશે!......" કહી, વિહારીએ હૃદય ભાવના ખોલવા માંડી.

"દરેક ધંધા, નોકરી, વેપાર, કૃષિકર્મ વગેરે ઘણુંએ જોયું, પણ કોઇમાં દૈવત, યા ઉન્નતિનો માર્ગ જોનો નથી" વસંતલાલે વ્યાપાર વીષે વાર્તાલાપ કરતાં કહ્યું.

"હા, હાલમાં સર્વત્ર એ દરેકના ફાંફાંજ છે. બુદ્ધિ, મતા, આબરૂ, દ્રવ્ય વગેરે, ઉદ્યોગીને ખંતીલા માણસો જરૂરનું છે." વિહારીએ શાંત રસ મુકતાં કહયું.

"તો, ગમે તેમ હવે કંઇ પણ કરવું, નહિં તો પેટ શાથી ભરવું? વ્યવહાર વિચારમાં કેમ જોડાવું" કહી જરૂરીયાત બનાવી.

મૂગે મોંઢે થોડીકવાર સ્તબ્ધ રહ્યા બન્ને મિત્રો આસપાસ જોઇ, દ્રષ્ટિ ફેરવી વિચાર વમળમાં જોડાયા, પાંચ સાત મિનિટ આમ

શાંતતા વ્યાપી રહી. એકાએક જાણે કાંઇક સ્ફુરી આવ્યું હોય, એમ વસંત બોલી ઉઠયો " એક વિચાર સુઝયો, પણ જો તું સમ્મત થાય, તો કહી. ઉત્કંઠાથી સવાલ કર્યો.

" શા વિચારમાં સમ્મતિ ! તે તો જણાવ " વિહારીએ આશ્ચર્યથી કહયું.

" ના, ના, વિચાર તો સારો લાભ દાયક છે. ભવિષ્યની આશા વેલ વાધે એમ છે, કેમ ખરૂં ? બોલતો ખરો ? શું ? એ વિચારમાં તુ મલતો નહિંજ થાય વારૂં ? " કહી અધિરાઇની સાથે દબાણ કર્યું

" પણ, કહયા વગર શાને અંધકારમાં ફાંફાં મરાવી, બાથમાં આભલાં પકડાવે છે." વિહારીએ શંકા યુકત આતુર હૃદયે પૂછયું.

" જો, પણ તું કોઇને કહેતો નહિ. આપણે બેજ એ દ્રવ્યના અધિકારી થઇશું " વસંતે આગળ ચલાવતાં કહયું.

" શુન્ય વિચારની શુન્ય ઘડી વિષમ લાગી પણ હકીકત જાણ્યા વગર આમ હવામાંના કિલ્લા પેઠે મન તરંગ શાના ? " વિહારીએ ધમકી આપતાં પ્રશ્ન કર્યો.

" જો, પણ દશ બાર માણસ કામ સારૂ રાખવાં પડશે. પછી છે કંઇ ? " વસંતે વાતનું પૂછડું લંબાવતાં કહયું.

" પણ આમ દોરડાનાં આમળાની પેઠે વળ ચઢાવે શું થાય ? આવી અજ્ઞાનતા નિમીરાભાસ સમજ લાગે છે, કહયા વગર આમ ખડક ઉપરથી કયાં હડસેલે છે. "

હજુ પણ વસંતલાલની વિચાર રાશિ લંબાતી ચાલી " કેમ ઠીક છે ને તો, કહે ત્યારે કંઇ દિવસે મુકુતં બોલતો ખરો." અજ્ઞાન

અને કદંઆ મિત્ર સાથે આવુ પકડવુ. તારી કરતાં તો બાળક સારૂં સમજ્યો." વિહારીએ ઉભા થતાં કહ્યું.

"હેં! કેમ મન નહિં માન્યું. આવી કેમ મતી, આવો અણધાર્યો લાભ શું નથી ખાવો" વસંતે હાથ પકડતાં કહ્યું.

વાકશ્રેણી લંબાતીને વધુ આકારમાં ફેલાતા ચાલી.

"હું હવે થાક્યો મગજ કંટાળ્યું. બુધ્ધીએ વિષમતા પકડી. કહેવું નહિ ને આમ ઢાંક પીછોડો કરી હજી હા કહેવડાવવામાં શાણું કરવું ? બસ જઇશ" વિહારીએ ઉભાં થતાં કહ્યું. "બેસતો ખરો શું મેં આ બધુ કહ્યું. તે શું વૃથા ? નિર્જીવ વસ્તુનેજ કહ્યુ દીધું. શું ? પક્ષી ગણો પણ આ ચતુર્યતા શાંભળી તોલ બાંધી શકે તેતું માનવ પ્રાણી આમ કેમ" વસંતે હાથ પકડી બેસાડતા કહ્યું.

વસંતભાઇનું આવુ, તીખુને તાણુ ભાષણ અખંડ પ્રવાહ કરતું વગર પારેપાર પુછતું વધું જતું.

"શું, આમ કરી મારી બુધ્ધીની પરીસીમા" વીહારી શાંત મુખમુદ્રા કરી કંટાળેલો તીરસ્કારની નજરે જોતો બોલ્યો.

"ના, ના દોસ્ત આવું કઠોર સ્નીગ્ધ વચન? પણ...........

"પણ બણ ને ના, ના, એમાંજ તારા ડહાપણપર પણી તારાથી કશુંએ ન થાય! હવાઇ તંબુમાં તુંજ રમ, હું તો નકી. ચાલો હું તો હવે જઇશ." વિહારી ભાવના જણાવતા બોલ્યો "કેમ, પણ જો શાંભળ" વસંતે વિહારીને ખેંચતા કહ્યું.

રાત્રીના અંધકારનો કાળો ગાઢ પડદો પથરાયો. પક્ષી ગણો શાંત ચીત થઇ સ્વસ્થાને આરામ કરતાં, શૂન્યકાર ફેલાવતા સ્તબ્ધ થઇ બેઠા.

વિહારી તુરત નીચે ઉતરવા માંડયું. તે સાથે પોતાની ઇચ્છાની ઉપરાંત જવા મિત્ર ધારણા વસ થવું પડયું.

બન્ને ચાલી નિકળેલા જાની મિત્ર, હું કાલે મળીશ, સાહેબજી કહી, છુટા પડયા. અને પોતપોતાને ઘેર આવી પહોંચ્યા.

વિચાર માળામાં ગુંથાયલો વસંત, હવે યુક્તિ પ્રયુક્તિથી, પોતાને ઉદ્દભવેલો વિચાર બર લાવવાની ગોઠવણમાં, વિચાર કરતો, સાયંકાળનું વાળુ કર્યા પછી, બીજાના વસ થયો. અર્ધ રાત્રી સુધી અગાઢ વિચાર, મહાન તીવ્ર અને દ્રઢરૂપ પકડયું.

બીજે દિવસે સવારના ૯ વાગે, તે વિહારીને ત્યાં જવા નિકળ્યો. વિહારીનું ઘર છેક ગામને નાકે હતું. ને વસંતનું ઘર આ બાજુ છેક નાકે હતું. રસ્તે ચાલી નીકળેલો યુવક નાની નાની ગલીઓમાં રહી. મોહ વડ આગળ આવી પહોંચ્યો. એક મોટા વડ વૃક્ષની ઘનઘોર ઘટા છવાયલી ને તેની નીચે નાનું પુરાણું ઘર હતું. ત્યાં આવી થોભ્યો. આ ઘર એના દોસ્તોમાંનું એકનું હતું.

"મન્મથલાલ છે કે" કહી વસંતે બુમ મારી.

"આવો વસંતલાલ, ઘણે દિવસે આવ્યા" એક યુવકે બારી આગળ આવી વિનય કર્યો અને તંદુરસ્તી પુછી એક ચોપાળાપર બેસવા આસન આપ્યું.

" કેમ હાલ શા વિચારપર છો મન્મથે પુછયું.

" હમણા તો કાંઇ ગુપ્ત મકદ વિચાર છે. " વસંતે ઉસ્તાદી ભાવના બતાવી.

" કહો તો ખરા મને કહેવામાં કાંઇ સંકોચ " મન્મથે આતુરતાથી પુછ્યું.

" ના, ના સંકોચ શાનો પણ કામ કર્યા વગર બકવું એ હું સારૂં ધારતો નથી કેઇ સમયે કહીશ એમ કહી ટુંકમાં પતાવ્યું.

આ ઘરમાં ફકત આ યુવક અને તેની સ્ત્રી મોહીની એ બેજ યુવાન દંપતી વસતા છુટ છાટની રીતોએ તે પણ સામી આવી બેઠી કાંઇક વાર્તા વિનોદ ચાલ્યા પછી શાંતતા ધરી મૌન બેઠા. એટલામાં મન્મથને કોઇ ફળીયામાંથી બોલાવવા આવ્યું. તેથી " બેસજો હું હમણા આવું છું. " કહી ના છુટકે તે ત્યાંથી આગ્રહ કરી ચાલી નીકળ્યો.

મન્મથ ઉમરે વસંતલાલથી મ્હોટો હતો. જેથી તેની સ્ત્રીને ભાભી કહી સંબોધતો. હવે આ તક મળી જોઇ વાર્તા વિહાર કરવા લલચાઇ વાક જાળ બોલી.

" કેમ ભાભી હવે ભાઇ સાથે બને છે કે " વસંતે દાંભીકતા જણાવવા માંડી.

" હા. એતો તેમનું તેમજ ચાલે છે. શું કરીએ પાલવે પડયા એટલે હિંદુ સંસારમાં કાંઇ છુટાઇ. " મોહીની તેની અનુસાર વાકય બોલી.

" એ દુઃખમાં એની સાથે કેમ રહેવાતું હશે " વસંત અધીક ઉમેરતાં બોલ્યો.

" ગમે તેમ પણ હવે ભોગવ્યા વિના છુટકો. એમની અજ્ઞાનતા, ઉરાણો, મારા શરીર ઉપર લાકડીનો માર, કડવા શબ્દ. " મોહીની શ્રૃંગારમાં મોં ઉતારી નાંખતાં બોલી,

" પણ હાલમાં ધંધો રોજગાર શું કરે છે. " વસંત આગળ ચલાવતાં બોલ્યો

" ખેતી ઉપરજ ગુજારો બીજું શું એમનાથી રડાય ? " તુરત વસંત બ્હાલી કહી એકદમ કુદયો.



## પુસ્તકોની પહોંચ.



### સાભાર—સ્વીકાર.

**છોટી છોટી બતીયાં.**

બતીયાં-૧-૬-વાર્તાઓ ટુંકી અને રસમય છે.

લેખક:—શ્રીયુત વેણુવિહારી.


# મેસર્સ નારણદાસ ગુલાબદાસ ગણેશ-પુરીયા એન્ડ બ્રધર્સ.

મશીનથી સોના તથા ચાંદીના સખત પતરા બનાવનાર તથા તાર ખેંચનાર.

પીરછડી, સુરત.

**In Fever Ague Influenza**

Use Batliwala's Ague Mixture or Batliwala's Ague Pills. Re 1 each.

BATLIWALA'S, for pale pecple, is a valuable remedy in all cases of overwrought brain work, impotency, weakness, early stage of consumption and indigestion, etc Rs. 1-8 each.

BATLIWALA'S TOOTH-POWDER, is scientifically mixed with " Mayaphal " and antiseptic English drugs As. 4 each

BATLIWALA'S RING-WORM OINTMENT, cures ring-worm, Dhobies itch, etc., in a day. As. 4 each.

May be had of all dealers, or of

*Dr. H. L. Batliwalla Sons & Co.*

Warli Laboratory, Bombay.

---

**સુપ્રસિદ્ધ**

**ભાઇબંધ-નવરંગ**

સચિત્ર માસિક પત્ર

| | |
|---|---|
| ઑર્ડીનરી અંકના ... ... ... | ...૦-૨-૬ |
| દીવાળીના અંકના ... ... ... | ...૦-૬-૦ |
| જાનેવારીના ગ્રાંડ અંકના ... ... | ...૦-૧૨-૦ |
| વાર્ષિક લવાજમ ટપાલ સાથે... ... | ...૧-૧૨-૦ |
| સ્કુલ લાઇબ્રેરી માટે ... ... ... | ...૧-૮-૦ |

ઠેકાણું અધિપતિ-ભાઇબંધ.

વડોદરા.

ગેબી અવાજ! ઉત્તમ તક!! નવો બહાર!!!

નવી નવાઇ! મફત!! નવી વધાઇ!!!

૧ હરેક ધંધાદારીઓ અને વ્યાપારીઓને પોતાના ધંધા વ્યાપારની કોઇપણ રીતે વૃદ્ધિ કરવાની ઉમેદ હોય તો એક આનાની ટીકીટ મોકલી ખુલાસાપત્ર મેળવો

૨ જોઇએ છે. મેસર્સ જે. વી. ઠક્કરની કંપનીની બનાવટનાં ઉત્તમ અને વખણાયલાં તેલ, અત્તર, દવાઓ વગેરે ખપાવવા-વેચવા માટે ગામેગામ એજન્ટો. તેલો, અત્તરો અને દવાઓના સેમ્પલ્સ માટે પોષ્ટપેકીંગ માટે ૭ આનાની ટીકીટ મોકલો. એજન્ટ માટેના રૂલ્સ મંગાવો. એક આનાની ટીકીટ મોકલનારને રંગી વિરંગી સચીત્ર કેલેન્ડર અગર इन्डिअन पोमेटमना સેમ્પલ મફત લખો:—

ધી વ્યાપારવર્ધક એજન્સી નડિઆદ.

અડવર્ટાઇઝર્સ, ડીલર્સ, પબ્લિશર્સ.

પરફ્યુમર્સ, મેન્યુફેકચરર્સ.

પ્રોપ્રાઇટર મરચંટસ એન્ડ કમીશન એજન્ટસ.

મુ. નડિઆદ અને વાંદરા

જી. ખેડા જી. થાણા

ચમત્કાર ત્યાંજ નમસ્કાર.

# જ્યોતિષ્ય તત્વસાર

અને

# ભવિષ્ય ફળદર્પણ.

જન્મોત્રી, જન્માક્ષર, પ્રશ્નોત્રી, વર્ષફળ વિગેરે બનાવનાર તેમજ તપાસીને આખી જીંદગીનો વર્તારો કરી દરેક પ્રશ્નના ખુલાસા સાથે મનનું ધારેલું પ્રશ્ન રૂબરૂમાં વગર ફીથી કહેનાર. સ્ત્રીઓને ગર્ભ ધારણ થવાની દવા મફત.

અડધા આનાની ટીકીટ મોકલી ઇસલીષ્ટ મંગાવો.

મેલાપ સવારના ૯ થી ૧૨; સાંજે ૪થી ૬.

જ્યોતિષિ:—રેવાશંકર ભવાનીશંકર.

ઠે૦ છાપરીઆશેરી—સુરત.

ગુર્જર સાહિત્યમાં નવિન

## સુંદર ચિત્રો સહિત પ્રગટ થતી પેની સીરીઝ

# —ચન્દ્રહાર.—

ગુજરાતના પ્રખ્યાત વિદ્વાન લેખકોના હાથ થી લખાયલી રસમય વાર્તાઓ અને સુંદર ચિત્રો આવશે.



માત્ર ૧ રૂ. એડવાન્સ ભરી ભરનારને વર્ષને આખરે એક સુંદર પુસ્તક ભેટ.

શ્રી વિદ્યાવિહાર કાર્યાલય માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર—ઠાકોરદાસ ગોપીનાથ તથા

ચંદુલાલ ચુનીલાલ કાંગરીવાળા

છાપનાર—રતિલાલ દુર્લભદાસ.

છાપવાનું ઠેકાણું—શ્રી "રાંદેર" પ્રિન્ટીંગ પ્રેસ, ભાગાતળાવ—સુરત.